# પંચ પ્રતિક્રમણનાં સૂત્રોનો સંક્ષિપ્ત ભાવાર્થ
# તથા શ્રી રત્નાકર પચ્ચીશી.

યોજક અને
છપાવી પ્રસિદ્ધ કર્તા.
શા. બાલાભાઇ કકલભાઇ.
ઠે. માંડવીની પોળમાં, નાગજીભુદરની પોળ,
અમદાવાદ.

સંવત ૧૯૮૬. પ્રત ૫૦૦. સને ૧૯૩૦.

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ અને માણેકલાલ માધવજીએ છાપ્યું. ઢીંકવા ચોકી,-અમદાવાદ.

કીંમત અમૂલ્ય.

# પ્રતિક્રમણનાં સૂત્રોનો સંક્ષિપ્ત ભાવાર્થ.

**નવકાર ( પંચમંગલ સૂત્ર )**—આમાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુ એ પાંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવામાં આવ્યો છે. એથી સર્વ પાપ તથા વિઘ્નો દૂર થાય છે.

**પંચિંદિય**—આમાં આચાર્યના[1] છત્રીશ ગુણોનું વર્ણન છે અને તે ક્રિયા કરતાં પ્રારંભમાં સ્થાપના સ્થાપતી વખતે બોલાય છે.

**પ્રણિપાત ( ખમાસમણ )**—આથી દેવગુરૂને વંદન કરાય છે.

**ઈચ્છકાર**—આથી ગુરૂને સુખશાતા પૂછાય છે.

**ઇરિયાવહિયં, તસ્સઉત્તરી**-આથી હાલતાં ચાલતાં લાગેલાં પાપને દૂર કરવામાં આવે છે.

**અન્નત્થ**—આમાં કાઉસ્સગ્ગના સોળ આગાર (છૂટ)નું વર્ણન છે.

**લોગસ્સ ( નામસ્તવ )**—આમાં ચોવીશ તીર્થંકરની નામપૂર્વક સ્તુતિ છે.

**કરેમિભંતે**—આ સામાયિક લેવાનું પચ્ચખ્ખાણ છે. એમાં સામાયિક લઇને નિંદા, વિકથા વિગેરે ન કરવું તે બતાવ્યું છે.

**સામાઈઅવયજુત્તો**—આમાં સામાયિક એ બે ઘડીનું ચારિત્ર છે તે બતાવ્યું છે અને તેથી તેનું વારંવાર કરવાપણું બતાવ્યું છે. તે સામાયિક પારતી વખતે બોલાય છે.

**જગચિંતામણિ**—આ ગૌતમસ્વામીએ રચેલું ચૈત્યવંદન છે. એમાં અષ્ટાપદ પર્વત ઉપર બિરાજેલા ચોવીશ તીર્થંકર તથા બીજા પણ તીર્થંકરો તથા તીર્થોને નમસ્કાર કરવામાં આવેલ છે.

---

૧ સાધુસમુદાયમાં મુખ્ય હોય તે આચાર્ય કહેવાય છે.

**જંકિંચિ**—આમાં જે કોઈ નામરૂપે તીર્થ હોય તેને તથા ત્રણ લોકમાં રહેલી જિનપ્રતિમાઓને નમસ્કાર કરવામાં આવ્યો છે.

**નમુત્થુણં (શક્રસ્તવ)**—ઇંદ્ર મહારાજ જ્યારે ભગવાનની સ્તુતિ કરે છે ત્યારે આ સૂત્ર બોલે છે. એમાં ભગવાનના ગુણોનું વર્ણન છે.

**જાવંતિ ચેઈઆઇં**—આમાં ત્રણે લોકમાં રહેલી પ્રતિમાઓને નમસ્કાર કર્યા છે.

**જાવંત કેવિ સાહૂ**—આમાં ભરત, ઐરવત અને મહાવિદેહ ક્ષેત્રની અંદર રહેલા સાધુ, સાધ્વીઓને નમસ્કાર કરવામાં આવ્યો છે.

**નમોઽર્હત્**—આમાં પંચ પરમેષ્ઠીઓને નમસ્કાર કર્યા છે. આ સિદ્ધસેન દિવાકરસૂરિનું રચેલું છે.

**ઉવસગ્ગહરં**—આ શ્રી પાર્શ્વનાથનું ગુણસ્તુતિરૂપ સ્તવન શ્રી ભદ્રબાહુસ્વામીનું કરેલું છે, તે સર્વ વિઘ્નોનો નાશ કરનાર છે.

**જય વીયરાય**—આમાં પ્રભુની પાસે કેટલીએક ઉત્તમ પ્રાર્થના કરવામાં આવી છે.

**અરિહંત ચેઈઆણં (ચૈત્યસ્તવ)**—આમાં જ્યાં દેવવંદન કરતા હોઈએ તે એક દહેરાની પ્રતિમાઓને વંદન કરવામાં આવ્યું છે.

**કલ્લાણકંદં**—આની પહેલી ગાથામાં શ્રી ઋષભદેવ, શાન્તિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીની સ્તુતિ છે. બીજી ગાથામાં સર્વજિનની, ત્રીજીમાં જ્ઞાનની અને ચોથીમાં શાસનદેવની સ્તુતિ છે.

**સંસારદાવા**—પહેલી ગાથામાં શ્રીમહાવીરસ્વામી વિગેરેની, તેમજ બાકીની ગાથાઓમાં ઉપર પ્રમાણે શ્રી હરિભદ્રસૂરિની રચેલી સ્તુતિઓ છે.

**પુક્ખરવરદી (શ્રુતસ્તવ)**—આમાં હાલમાં વિચરતા તીર્થંકરોની તથા જ્ઞાનની સ્તુતિ છે.

**સિદ્ધાણં બુદ્ધાણં (સિદ્ધસ્તવ)**—આમાં સર્વ સિદ્ધ, મહાવીર-સ્વામી, નેમિનાથ તથા અષ્ટાપદ ઉપર, વિરાજમાન ચોવીશ તીર્થંકરોની સ્તુતિ છે.

**વેયાવચ્ચગરાણં**—આથી સમકિતી દેવોને સંભારવામાં આવે છે.

**ઈચ્છામિ ઠામિ**—આથી આખા દિવસમાં લાગેલાં પાપને સામાન્ય રીતે જાહેર કરી તેની માફી માગવામાં આવે છે.

**નાણંમિ**—આ આઠ ગાથામાં જ્ઞાનાદિ પાંચ આચારોના ભેદોનું વર્ણન છે.

**વાંદણા (સુગુરૂવંદન)**—આથી સુગુરૂને વંદન કરી તેમની પ્રત્યે થયેલા દોષોની ક્ષમા યાચવામાં આવી છે.

**સાત લાખ**—આમાં ત્રણ ભુવનમાં રહેલા ચોરાશી લાખ યોનિવાળા જીવો પૈકી પોતાથી જે જીવો હણાયા હોય તે બાબત મિચ્છા-મિદુક્કડં દેવામાં આવ્યો છે.

**અઢાર પાપસ્થાનક**—આમાં સર્વ મળીને અઢાર પ્રકારે પાપ બંધાય છે તેનાં નામ છે અને તેવી રીતે કરેલાં પાપની ક્ષમા માગવામાં આવી છે. ( મિથ્યાદુષ્કૃત દેવામાં આવ્યો છે. )

**સવ્વસ્સવિ**—આમાં લાગેલાં પાપને અતિ ટુંકામાં કહેવા સાથે તેની માફી માગવામાં આવી છે.

**વંદિત્તુ (શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર)**-આથી શ્રાવકને બાર વ્રત વિગેરેમાં લાગેલા દોષોને બહુ દિલગીરી સાથે વિસ્તારથી જાહેર કરી તેવા દોષો ફરીથી ન લાગે તેવી ઈચ્છા સાથે તે બાબત માફી માગવામાં આવી છે.

**અબ્ભુટ્ઠિઓ (ક્ષામણક સૂત્ર)**—આથી પૂજ્ય ગુરૂ મહારાજ પ્રતિ આપણાથી જે જે અપરાધ થયા હોય તે જાહેર કરી તેમની પાસે માફી માગવામાં આવે છે.

**આયરિય ઉવજ્ઝાએ**—આમાં આચાર્ય, ઉપાધ્યાય, વિગેરે સકળ સંઘ તથા અન્ય સર્વ જીવો ઉપર ક્રોધ થયો હોય તો તેની તથા તેઓના બીજા જે કાંઇ અપરાધ થયા હોય તે બાબતની માફી માગવામાં આવી છે.

**નમોઽસ્તુ**—આ શ્રી વીરપરમાત્માની સ્તુતિ છે, તે સાંજે દેવસી પ્રતિક્રમણમાં બોલાય છે. પૂર્વમાંથી ઉદ્ધરેલ છે.

**વિશાલલોચન**—આ પણ શ્રી વીરપ્રભુની સ્તુતિ છે, તે સવારે રાઈ પ્રતિક્રમણમાં બોલાય છે. પૂર્વમાંથી ઉદ્ધરેલ છે.

**સુઅદેવયા**—આ શ્રુતદેવીની સ્તુતિ છે.

**જિસેખિત્તે**—આ ક્ષેત્રદેવીની સ્તુતિ છે.

**કમલદલ**—આ શ્રુતદેવીની સ્તુતિ છે, તે સ્ત્રીઓ ઉપર જણાવેલ સુઅદેવયાની સ્તુતિને બદલે કહે છે.

**યસ્યાઃ ક્ષેત્રં**—આ ક્ષેત્રદેવીની સ્તુતિ છે.

**જ્ઞાનાદિ૦**—આ ભુવનદેવીની સ્તુતિ છે.

( આ બંને સ્તુતિઓ પાક્ષિક પ્રતિક્રમણમાં બોલાય છે. )

**અઙ્ઢાઇજ્જેસુ ( મુનિવંદન સૂત્ર )**—આથી અઢીદ્વીપમાં રહેલા સર્વ મુનિઓને નમસ્કાર કરવામાં આવે છે.

**વરકનક**—આથી ઉત્કૃષ્ટ કાળે થતા એકસો સીત્તેર તીર્થંકરોને વંદન કરવામાં આવે છે.

**લઘુશાંતિ**—શ્રી નાડુલ નગરમાં મરકી હઠાવવા શ્રી માનદેવસૂરિએ આ સ્તોત્ર રચ્યું છે. એને ભણવાથી, સાંભળવાથી તથા તેના વડે મંત્રેલું જળ છાંટવાથી સર્વ રોગો દૂર થાય છે અને શાન્તિ ફેલાય છે.

**ચઉક્કસાય**—આ શ્રી પાર્શ્વનાથનું ગુણસ્તુતિરૂપ ચૈત્યવંદન છે.

**ભરહેસર**—આમાં બ્રહ્મચર્યવાળા તથા બીજી રીતે ગુણવાન થયેલા પ્રાતઃસ્મરણીય [1] ઉત્તમ પુરૂષો અને સ્ત્રીઓના નામો ગણાવ્યાં છે.

**મન્હજીણાણં**—આ સજ્ઝાયમાં શ્રાવકને કરવા યોગ્ય છત્રીશ કૃત્યોનું વર્ણન છે.

**સકલતીર્થં (તીર્થવંદના)**—આમાં ત્રણ લોકની અંદર આવેલા શાશ્વતા અશાશ્વતા ચૈત્યો તથા તેની અંદર રહેલી પ્રતિમાઓની સંખ્યા બતાવી તેઓને નમસ્કાર કરવામાં આવ્યો છે. આ સૂત્ર શ્રી જીવવિજયજીએ રચેલ છે.

**સ્નાતસ્યા**—શ્રી હેમચંદ્રાચાર્યના શિષ્ય બાલાચંદ્રસૂરિની રચેલી આ મહાવીરસ્વામી વગેરેની સ્તુતિ છે,

**સકલાર્હત્**—શ્રીત્રિષષ્ઠિશલાકા પુરૂષચરિત્રના પ્રારંભમાં મંગળાચરણ તરીકે શ્રીહેમચંદ્રાચાર્યનું રચેલું આ ચૈત્યવંદન છે. એમાં ચોવીશ તીર્થંકરની જૂદા જૂદા શ્લોકથી સ્તુતિ કરવામાં આવી છે.

**અજિતશાન્તિ**—શ્રીનંદિષેણસૂરિનું રચેલું આ અજિતનાથ અને શાન્તિનાથનું ભેગું સ્તવન છે. શ્રીશત્રુંજય ઉપર આ બન્ને ભગવાનનાં દેરાં સામસામાં હતાં, પણ આ પ્રમાણે બંને પ્રભુની સ્તુતિ કરતાં તે એકહારમાં આવી ગયાં એમ કહેવાય છે.

**બૃહત્શાન્તિ**—ભગવાન્ જન્મે છે ત્યારે તેમને મેરૂપર્વત ઉપર ન્હવરાવવા ઇંદ્રો અને દેવતાઓ લઇ જાય છે. ત્યાં તેમને ન્હવરાવ્યા પછી તેઓ આ શાન્તિપાઠ બોલે છે. આની અંદર અનેક જીવોની અનેક પ્રકારે શાન્તિ ઇચ્છવામાં આવી છે. અને આ શ્રી નેમિનાથ પ્રભુની માતા શિવાદેવીએ દેવીપણામાં રચેલી છે એમ કહેવાય છે.

**અતિચાર**—આ પાખી વગેરે પ્રતિક્રમણ વખતે પાંચ આચારમાં

---

૧ દાનેશ્વરી, તપસ્વી વિગેરે.

તથા બાર વ્રત વિગેરેમાં લાગેલા દોષો દૂર કરવા માટે બોલવામાં આવે છે. તેમાં નીચે જણાવેલી બાબતોમાં લાગતા દૂષણો બતાવેલા છે.

**જ્ઞાનાચાર**—જ્ઞાનને ભણવું તથા ભણાવવું તે.

**દર્શનાચાર**—સમકિત પાળવું તથા પળાવવું તે.

**ચારિત્રાચાર**—સંયમ પાળવું તથા પળાવવું તે.

**સમકિત**—શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મની પરીક્ષા કરી તે ઉપર શ્રદ્ધા રાખવી તે.

**પહેલું વ્રત**—જીવહિંસા ન કરવી તે.

**બીજું વ્રત**—ખોટું ન બોલવું તે.

**ત્રીજું વ્રત**—ચોરી ન કરવી તે.

**ચોથું વ્રત**—બ્રહ્મચર્યનો નિયમ કરવો તે.

**પાંચમું વ્રત**—ધન, ધાન્ય, તથા સોનું, રૂપું અને ઘર હાટ વિગેરેનું પ્રમાણ કરવું તે.

**છઠ્ઠું વ્રત**—જીંદગી સુધી દિશાઓ તથા વિદિશાઓમાં ( ખુણાઓમાં ) જવા-આવવાનું પ્રમાણ કરવું તે.

**સાતમું વ્રત**—ન ખાવા લાયક પદાર્થોનો તથા પાપવ્યાપારોનો ત્યાગ કરવો અને ખાવા પીવા તથા પહેરવા ઓઢવાની ચીજો માટે દરરોજ નિયમ ધારવા તે.

**આઠમું વ્રત**—જેનાથી નકામું પાપ લાગે એવી બાબતો નિંદા, વિકથા વિગેરે તથા રમવા જોવાની બાબતો નાટક, ભવાયા, ગંજીપો, ચોપાટ વિગેરેનો ત્યાગ કરવો તે.

**નવમું વ્રત**—દરરોજ શાંત ચિત્ત રાખીને સામાયિક કરવું તે.[1]

---

૧ એક સામાયિકનું પ્રમાણ બે ઘડી ( ૪૮ મીનીટ)નું છે.

**દશમું વ્રત**—આખા દિવસમાં દશ સામાયિક કરી ભણવું, ગણવું પણ બીજું ગૃહકાર્ય કે વ્યાપારાદિ કાંઈ ન કરવું તે.

**અગ્યારસું વ્રત**—દરેક મહિનામાં આઠમ, ચૌદશ વિગેરે તિથિએ અને પર્વના દિવસોએ પોસહ કરવો તે.

**બારમું વ્રત**—પોસહને પારણે મુનિરાજને વહોરાવી પછી જમવું તે.

**સંલેષણા**—મરણ સમયે ભવિષ્યની ગતિ સુધારવા માટે વ્રત, પચ્ચખ્ખાણ કરવાં તે.

**બાહ્યતપ**-જેને બીજાઓ દેખી શકે એવો ઉપવાસાદિ તપ કરવો તે.

**અભ્યંતરતપ**—જેને બીજાઓ ન દેખી શકે એવો પશ્ચાત્તાપ, વિનયાદિ તપ કરવો તે.

**વીર્યાચાર**—ધર્મ સંબંધી ક્રિયાઓ તથા કાર્યોમાં પોતાની શક્તિનો સદુપયોગ કરવો તે.

**પડિસિદ્ધાણં કરણે**—જેણે કાંઈ વ્રતો ઉચ્ચરેલા ન હોય તેને આળોવવાના અતિચાર.

આ સર્વમાં લાગેલા દોષો અતિચારમાં જણાવેલા છે; અને તેની માફી માગવામાં આવી છે.

**સંતિકરં**—શ્રી મુનિસુંદરસૂરિએ રચેલું આ શ્રીશાન્તિનાથનું સ્તોત્ર છે. તેની અંદર કેટલાએક દેવ તથા દેવીઓની આપણા રક્ષણને માટે પ્રાર્થના કરવામાં આવી છે.

**તિજયપહુત્ત (સપ્તતિશત જિનસ્તોત્ર)**—આ સ્તોત્રમાં ઉત્કૃષ્ટ કાળે થયેલા એકસો સિત્તેર તીર્થંકરની સ્તુતિ છે. શ્રીમાનદેવ-સૂરિએ કોઈ વખતે શ્રીસંઘમાં વ્યંતરે કરેલા ઉપસર્ગ દૂર કરવા આ રચ્યું છે.

**નમિઊણ(મહાભયહર સ્તોત્ર)**—આ શ્રી માનતુંગસૂરિએ રચેલું શ્રીપાર્શ્વનાથનું સ્તોત્ર છે. એક સ્થિર ચિત્તે ભણવાથી મ્હોટા મોટા ભય તથા વ્યાધિઓ નાશ પામે છે.

**ભક્તામર**—આ પણ શ્રીમાનતુંગસૂરિએ રચેલું શ્રી આદિનાથનું સંસ્કૃત સ્તોત્ર છે. આ આચાર્ય મહારાજને વૃદ્ધ ભોજરાજાએ તેમની શક્તિની પરીક્ષા માટે ૪૮ બેડીઓ પહેરાવી હતી. તેઓ જેમ જેમ શ્લોકો રચતા ગયા તેમ તેમ તે બેડીઓ ત્રુટની ગઇ.[૧] આથી જૈનધર્મની બહુ ઉન્નતી (ચઢતી) થઇ અને રાજા જૈનધર્મમાં પ્રીતિવાળો થયો. આને ભણવાથી ઇચ્છા પ્રમાણે આરોગ્ય (રોગ રહિતપણું) તથા લક્ષ્મી મળે છે.

**કલ્યાણમંદિર**—આ શ્રીસિદ્ધસેનદિવાકરસૂરિએ રચેલું શ્રી પાર્શ્વનાથનું સ્તોત્ર (સ્તવન) છે. શ્રી ઉજ્જયિની નગરીમાં મહાકાળ નામના જૈનમંદિરમાં શ્રી પાર્શ્વપ્રભુની પ્રતિમા હતી, તેને બ્રાહ્મણોએ શિવલિંગ પધરાવી ઢાંકી દીધી હતી, બાદ આ સ્તોત્રના રચનાર આચાર્યમહારાજ ત્યાં ગયા અને આ સ્તોત્ર રચ્યું. તેનો અગ્યારમો શ્લોક રચતાં તે લિંગ ફાટયું અને પ્રતિમાજી પ્રગટ થયાં. આને ભણવાથી સર્વ પ્રકારનાં વિઘ્નો નાશ પામે છે ને સુખ મળે છે.

**રત્નાકર પચ્ચીશી**—આ રત્નાકરસૂરિનો રચેલી પ્રભુસ્તુતિ છે. એમાં આચાર્ય મહારાજે પોતામાં રહેલા દોષો તથા અવગુણોની નિંદા કરી છેવટે સમકિતની યાચના (માગણી) કરી છે.



૧ પ્રથમ ભક્તામર કાવ્યનાં શ્લોક પણ ૪૮ હતા, તેમાંથી કોઇપણ કારણસર ૪ પ્રાતિહાર્યના ૪ શ્લોક કાઢી નાખવામાં આવ્યા છે.

# શ્રી રત્નાકર પચ્ચીશી.

## (૧) મંગળાચરણ ઉપજાતિ.

श्रेयः श्रियां मंगलकेलिसद्म, नरेंद्रदेवेंद्रनतांघ्रिपद्म ।
सर्वज्ञ सर्वातिशयप्रधान, चिरं जय ज्ञानकलानिधान ॥ १ ॥

### હરિગીત.

મંદિર છો મુક્તિતણી માંગલ્ય ક્રિડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવના સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળા તણા.

## (૨) અભિધેય સૂચના.

जगत्त्रयाधार कृपावतार, दुर्वारसंसारविकारवैद्य ।
श्री वीतराग त्वयि मुग्धभावाद्विज्ञ प्रभो विज्ञपयामि किंचित् ॥२॥

ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખો તણા;
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં.

## (૩) બાળક જેવા નિખાલસપણાથી વિનંતિ કરવાનો નિર્ણય.

किं बाललीलाकलितो न बालः, पित्रोः पुरो जल्पति निर्विकल्पः
तथा यथार्थं कथयामि नाथ, निजाशयं सानुशयस्तवाग्रे ॥ ३ ॥

શું બાળકો માબાપ પાસે બાળક્રિડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;

તેમજ તમારી પાસ તારક આજ ભોળાભાવથી,
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી.

### (૪) દાન, શિયલ, તપ અને ભાવના વિનાનું વ્યર્થ ભવભ્રમણ.

दत्तं न दानं परिशीलितं च, न शालि शीलं न तपोऽभितप्तं ।
शुभो न भावोऽप्यभवद्भवेऽस्मिन, विभो मया भ्रांतमहो मुधैव ॥४॥

મેં દાન તો દીધું નહિ અને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઈ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું !

### (૫) કષાયના બંધનથી પ્રભુને ભજવાની અશક્તિ.

दग्धोऽग्निना क्रोधमयेन दष्टो, दुष्टेन लोभाख्यमहोरगेण ।
ग्रस्तोऽभिमानाजगरेण मायाजालेन बद्धोऽस्मि कथं भजे त्वाम् ॥५॥

હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડશ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ?
મન મહારૂં માયા જાળમાં મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે.

### (૬) સત્કર્મને અભાવે ભવોની નિષ્ફળતા.

कृतं मयाऽमुत्र हितं न चेह, लोकेऽपि लोकेश सुखं न मेऽभून् ।
अस्मादृशां केवलमेव जन्म जिनेश जज्ञे भवपूरणाय ॥ ६ ॥

મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઈ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા.

## (૭) મનની પાષાણથી પણ વિશેષ કઠોરતા.

मन्ये मनो यन्न मनोज्ञवृत्तं, त्वदास्यपीयूषमयूखलाभात् ।
द्रुतं महानंदरसं कठोर–मस्मादृशां देव तदश्मतोऽपि ॥ ७ ॥

અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તો પણ પ્રભુ,
ભિજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ;
પત્થરથકી પણ કઠણ મારૂં મન ખરે ક્યાંથી દ્રવે,
મરકટ સમા આ મનથકી હું તો પ્રભુ હાર્યો હવે.

## (૮) દુષ્પ્રાપ્ય રત્નત્રયીનું પ્રમાદવડે ગુમાવવું.

त्वत्तः सुदुष्प्राप्यमिदं मयाप्तं, रत्नत्रयं भूरि भवभ्रमेण ।
प्रमादनिद्रावशतो गतं तत्, कस्याग्रतो नायक पूत्करोमि ॥ ८ ॥

ભ્રમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્ન તો દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ પોકાર હું જઈને કરૂં ?

## (૯) વૈરાગ્ય, ધર્મ વિદ્યાનો દુરૂપયોગ.

वैराग्यरंगः परवंचनाय, धर्मोपदेशो जनरंजनाय ।
वादाय विद्याऽध्ययनं च मेऽभुत्, कियद् ब्रुवे हास्यकरं स्वमीश ॥९॥

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું,
સાધુ થઈને બ્હારથી દાંભિક અંદરથી રહું.

## (૧૦) મુખ, ચક્ષુ તથા મનનો દુરૂપયોગ.

परापवादेन मुखं सदोषं, नेत्रं परस्त्रीजनवीक्षणेन ।

चेतः परापायविचिंतनेन, कृतं भविष्यामि कथं विभोऽहं ॥ १० ॥

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ચાલાક થઈ ચુકયો ગણું.

## (૧૧) કામાંધ થઇ આત્માને ઉપજાવેલી પીડા.

विडंबितं यत्स्मरघस्मरार्ति, दशावशात्स्वं विषयांधलेन ।
प्रकाशितं तद्भवतो ह्रियैव, सर्वज्ञ सर्वं स्वयमेव वेत्सि ॥ ११ ॥

કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાંબની અંધ હું વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને.

## (૧૨) મતિભ્રમથી કરેલાં આકાર્યો.

ध्वस्तोऽन्यमंत्रे परमेष्टिमंत्रः । कुशास्त्रवाक्यैर्निहतागमोक्तिः ।
कर्तुं वृथा कर्म कुदेवसंगादवांछि हि नाथ मतिभ्रमो मे ॥ १२ ॥

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયોવડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગતથકી કર્મો નકામાં આચર્યાં,
મતિભ્રમણથી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા.

## (૧૩) આપને મૂકીને મેં કરેલી સ્ત્રીઓનાં વિલાસની ભજના.

विमुच्य दृग्लक्ष्यगतं भवंतं, ध्याता मया मूढधिया हृदंतः ॥
कटाक्षवक्षोजगभीरनाभि कटीतटीयाः सुदृशां विलासाः ॥१३॥

આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિયે હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;

નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓતણા છટકેલ થઇ જોયાં અતિ.

## (૧૪) સ્ત્રીમુખ દર્શનથી ઉત્પન્ન થયેલ રાગની તીવ્રતા.

लोलेक्षणा वक्त्रनिरीक्षणेन, यो मानसे रागलवो विलग्नः
न शुद्धसिद्धांतपयोधिमध्ये, धौतोऽप्यगातारक कारणं किम् ॥१४॥

મૃગનયણી સમ નારીતણું મુખચંદ્ર નીરખવાવતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગુઢો અતિ;
ને શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી.

## (૧૫) દરિદ્ર છતાં મારૂં અભિમાન.

अंगं न चंगं न गणो गुणानां, न निर्मलः कोऽपि कलाविलासः ।
स्फुरत्प्रभा न प्रभुता च काऽपि, तथाऽप्यहंकारकदर्थितोऽहं ॥१५॥

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણો દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂં.

## (૧૬) મહા મોહથી ગ્રસ્ત થયેલ મારી અપદશા.

आयुर्गलत्याशु न पापबुद्धिर्गतं वयो नो विषयाभिलाषः ।
यत्नश्च भैषज्यविधौ न धर्मे, स्वामिन्महामोहविडंबना मे ॥१६॥

આયુષ્ય ઘટતું જાય તો પણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું પાયા વિનાનાં ઘર ચણું.

## (૧૭) આપની વાણીની હાજરી છતાં અન્યની વાણીનો કરેલ સ્વીકાર.

नाऽत्मा न पुण्यं न भवो न पापं, मया विटानां कटुगीरपीयम् ।
अधारि कर्णे त्वयि केवलार्के, परिस्फुटे सत्यपि देव धिङ्मां ॥१७॥

આત્મા નથી પરભવનથી વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વિની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તોપણ અરે,
દીવો લઇ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે.

## (૧૮) મારાથી હારી જવાયેલ મનુષ્ય જન્મ.

न देवपूजा न च पात्रपूजा, न श्राद्धधर्मश्च न साधुधर्मः ।
लब्ध्वापि मानुष्यमिदं समस्तं, कृतं मयाऽरण्यविलापतुल्यं ॥१८॥

મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડયા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું.

## (૧૯) જૈનધર્મ પામ્યા છતાં કલ્પવૃક્ષાદિકની કરેલી સ્પૃહા.

चक्रे मयाऽसत्स्वपि कामधेनु कल्पद्रुचिंतामणिषु स्पृहार्तिः ।
न जैनधर्मे स्फुटशर्मदेऽपि, जिनेश मे पश्य विमूढभावम् ॥१९॥

હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટા છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઈ.

## (૨૦) વિપર્યાસ બુદ્ધિ.

सद्भोगलीला न च रोगकीला, धनागमो नो निधनागमश्च ।

दारा न कारा नरकस्य चित्ते, व्यचिंति नित्यं मयकाऽधमेन ॥२०॥

મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગસમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશામહીં ભય માત્ર હું ભુલી ગયો.

## (૨૧) મારા જન્મની નિષ્ફળતા.

स्थितं न साधोर्हृदि साधुवृत्तात्, परोपकारान्न यशोऽर्जितं च ।
कृतं न तीर्थोद्धरणादि कृत्यं, मया मुधा हारितमेव जन्म ॥२१॥

હું શુદ્ધ આચારોવડે સાધુ હ્રુદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે ! આ લક્ષ ચોરાશીતણાં ફેરા ફર્યા.

## (૨૨) સંસારસમુદ્રનો પાર ઉતરવા માટે સાધનનો અભાવ.

वैराग्यरंगो न गुरूदितेषु, न दुर्जनानां वचनेषु शांतिः ।
नाऽध्यात्मलेशो मम कोऽपि देव, तार्यः कथंकारमयं भवाब्धिः ॥२२॥

ગુરૂ વાણીમાં વૈરાગ્ય કેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાક્યો મહીં શાંતિ મળે ક્યાંથી મને ?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી?

## (૨૩) ભુત, વર્તમાન તથા ભવિષ્ય ત્રણે જન્મ હું તો હાર્યો ! !

पूर्वे भवेऽकारि मया न पुण्य मागामि जन्मन्यपि नो करिष्ये ।
यदीदृशोऽहं मम तेन नष्टा, भूतोद्भवद् भाविभवत्रयीश ॥२३॥

મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી ?
ભૂત ભાવી ને સાંપ્રત્ ત્રણે ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો.

## (૨૪) પ્રભુનું સર્વજ્ઞત્વ સૂચન.

किं वा मुधाऽहं बहुधा सुधाभुक् पूज्य त्वदग्रे चरितं स्वकीयं ।
जल्पामि यस्मात् त्रिजगत्स्वरूप निरूपकस्त्वं कियदेतदत्र ॥२४॥

અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું ?
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ,
જ્યાં કોડનો હિસાબ નહિત્યાં પાઇની તો વાત ક્યાં ?

## (૨૫) છેલ્લી આંતરિક વિજ્ઞપ્તિ.

दीनोद्धारधुरंधरस्त्वदपरो नास्ते मदन्यःकृपा–
पात्रं नात्र जने जिनेश्वर तथाप्येतां न याचे श्रियम् ।
किंत्वर्हन्निदमेव केवलमहो सद्बोधिरत्नं शिवं,
श्रीरत्नाकरमंगलैकनिलय श्रेयस्करं प्रार्थये ॥२५॥

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગળ સ્થાન ! તોય મુજને ઇચ્છા ન લક્ષ્મીતણી,
આપો સમ્યગ રત્નશ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી.

